શીળી પ્રીતમની પ્રીતડી,
એવા શીળા પ્રભુજીના પન્થ રે. સુન્દરી૦

શીળી વામા વિનયે ભરી,
એની શીળી લાખેણી લાજ રે, સુન્દરી૦

શીળી શિયળ કેરી છાંયડી,
સખિ ! શીળાં રમણનાં રાજ રે.
સુન્દરી શીળે ભરી રે.

## સન્દેશ

( સ્નેહધામ સૂનાં સૂનાં રે—એ ઢાળ )

ઊંચાં આકાશનાં આંગણાં,
સખિ ! નીચા તે મેઘલ મ્હેલ રે.
આંખડી આંસુભરી રે.

ઊંચે ચન્દ્રા ચળકી રહી,
કાંઈ નીચાં ઢળે એનાં નેણ રે આંખડી૦

ઊંચે ઉરે હું એકલી,
વહે નીચાં નેણાંનાં નીર રે- આંખડી૦

ભિંજે હૈયાનો હીરલો,
મારાં ભિંજાય નવરંગ ચીર રે- આંખડી૦

ચન્દ્રા ! ચટકતી ચાલતાં,
જરી સુણજે વિજોગની વાત રે આંખડી૦

એક સન્દેશડો આપજે,
 મારી ઝુરી મરે જ્યાં માત રે. આંખડી૦

"શાં શાં એંધાણે ઓળખું ?
 "કંઇ ઝુરી મરે છે માય રે !" આંખડી૦

રોતાં આંખલડી રાતડી,
 એનું હૈયું હિંચોળા ખાય રે. આંખડી૦

ઘૂમી રહે ઘરઘેલડી,
 એને કામ સૂજે નહિ કાંય રે- આંખડી૦

કાગ ઉડાડતી આંગણે,
 એ તો દોડી—દોડી ડોકાય રે. આંખડી૦

ગાય વળાવતી ગોંદરે,
 એની એક દિશામાં આંખ રે. આંખડી૦

પન્થી—પન્થીને પૂછતી
 એનો એકલડો અભિલાખ રે. આંખડી૦

એ રે એંધાણે ઓળખી,
 સખિ ! કહેજે કુશળનાં કે'ણુ રે. આંખડી૦

આજ નાખ્યું મેં એટલું,
 તને વ્હાલી ગણીને વેણુ રે.
 આંખડી આંસુભરી રે.

## આણાં

( હો રંગરસિયા ! ક્યાં રમી આવ્યા રાસ જો—એ ઢાળ )

આવી-આવી વગડા વિંધી વેલ્ય જો,
ઘુઘરીએ ઘમઘમતા આવ્યા ઘોડલા;
આજ ફળી અંતરની એકલ આશ જો,
મીઠડલી માવડીએ આણાં મોકલ્યાં.

મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો,
બાપુને અંતરથી છૂટી બેટડી;
ભાભલડીના ઉરનો ભાળી ભાવ જો,
બન્ધવડે વિસારી એની બ્હેનડી.

શેરડીએ વીરાનો શીળો સાદ જો,
શીળા એને ઉર શોભે સન્દેશડા;
મીઠાં-મીઠાં મહિયર કેરાં માન જો,
મહિયરના મારગડા મનને મીઠડા.

સાસુજી ! આપોને અમને શીખ જો,
ભાવભર્યાં એ ભાંડરડાંને ભેટવાં;
જોશું-જોશું વ્હાલેરી વનવાટ જો,
જોશું રે ! મહિયરનાં જૂનાં ઝાડવાં.

જોશું-જોશું દાદાનો દરબાર જો,
કાળજડે રમતા એ ગઢના કાંગરા;
વીરાજીના રઢિયાળા રણવાસ જો,
ખેલણમાં ખુંદેલાં એનાં આંગણાં.

મીઠા વરસે માવલડીનો મેહ જો,
        ન્હાશું એનાં ઝરમર ઝરતાં નીરમાં;
ત્યજશું ઊંડો અંતરનો પરિતાપ જો,
        શીતળતાની ભરશું હેલ શરીરમાં.

સામો મળશે સાહેલીનો સાથ જો,
        આંખડલીનાં આંસુ આદર આપતાં;
વાતડલીનો વધતો વેગ વિશાળ જો,
        મીઠા કૈંક મનોરથ મનમાં મ્હાલતા.

વસમી લાગે ભવની લાંબી વાટ જો,
        મહિયરને મારગડે શીળી છાંયડી;
પળ-પળ પીવાં કૈંક જગતનાં ઝેર જો,
        માડીના કરમાંય સજીવન સોગઠી.

## સાસરી

( ઉગમણી ધરતીના કોરા કાગળ આવ્યા રે—એ ઢાળ. )

ઊંચી આંબલિયાની ડાળીઓ ડોલે રે,
માંહિ બેઠી બાળી કોયલ બોલે રે,
આવ્યાં સખિ એવાં સાસરી સેવી રે,
કહેોને સોહાગણ ! સાસરી કેવી રે ?

નવલા જગત કેરી શી શી નવાઇ રે ?
કહાને એની કળ-કુંચીઓ કાંઇ રે,

કેવાં સાસુ, નણંદ-જેઠાણી રે ?
કેવી પાડોશણ ને પિતરાણી રે ?

લોક નવા, નવી ધરતી અજાણી રે,
કયમ કરી બ્હેનડી ! પ્રીત બંધાણી રે ?
ત્યાં નહિ દાદા ને ત્યાં નહિ માડી રે,
ત્યાં નહિ એકે સહિયર સમાણી રે.

ત્યાં નહિ ભીનલા ભાઈ—ભોજાઈ રે.
નાની—મોટી નહિ માડીની જાઈ રે;
કોણ આંખડલીનાં આંસુડાં લ્હોતું રે ?
કોણ લળી-લળી મોઢતાં જોતું રે ?

વીતક વાતડી કયાં જઈ કરતાં રે ?
દાઝયાં દિલે સખિ ! કયાં જઇ ઠરતાં રે ?
શે મિષે વીસર્યાં મહિયર મીઠાં રે ?
દીઠલાં કેમ કર્યાં અણદીઠાં રે ?

દાદાએ દીધી ને માડીએ માની રે !
એ સુખસોહ્યલી સાસરી શાણી રે !
માડી સમાં ત્યાં તો સાસુ સલુણાં રે,
આપે—આપે તો થાય ન ઊણાં રે,

'વહુ' કેરે વેણુલે સાદ સૂકાતા રે,
ઉરભરી અમૃત પળ—પળ પાતાં રે;
જોડ જેઠાણીની માજણી જેવી રે,
ઓછી—ઓછી થતી નણદલ એવી રે.

પ્રીતમની જાણે પ્રીત પુરાણી રે,
વ્હાલભરી એની મીઠડી વાણી રે;
એજ આંખડલીનાં આંસુડાં લ્હોતાં રે,
એજ લળી—લળી મોઢડાં જોતાં રે.

નવલું જગત નવા હેતથી હરખે રે,
મીઠી આશિષોના મેહુલા વરસે રે;
ઊંચી આશા કેરી ડાળીઓ ડોલે રે,
ત્યાં સખિ ! વાલ્યમ હૈયાં હિંચોળે રે.

તો ય ન મહિયર મનથી વછૂટે રે,
એક ઘડી એનો તાર ન તૂટે રે;
સૂતાં સેજલડીમાં સોણલાં આવે રે,
ભિંજવે આંખ ને તનડાં તપાવે રે.

## રૂપાળી રાત

( ઊભા રહો તો કહું વાતડી વિહારીલાલ !—એ ઢાળ )

રસની એ રેલ સખિ ! સાંભરે રૂપાળી રાત
ઘેરાતી આંખડી ઉજાગરે રૂપાળી રાત.

સખીઓનાં ગીતભરી ગાજતી રૂપાળી રાત,
દેવોનાં દુંદુભિ વગાડતી રૂપાળી રાત.

મનનો માનેલ મળ્યો મોરલો રૂપાળી રાત,
ચમકયો એ ચિત્ત કેરો ચાંદલો રૂપાળી રાત.

હાથે તે હાથ રહ્યા હિંચતો રૂપાળી રાત,
ઉરમાં ઉમંગ-સુધા સિંચતો રૂપાળી રાત.

આછાં કૌમારવ્રત ઉજવ્યાં રૂપાળી રાત,
જોડ્યા એ પ્રાણ હતા જૂજવા રૂપાળી રાત.

વાગી એ વ્હાલકેરી વાંસળી રૂપાળી રાત,
અંતરનાં ગાન રહ્યાં ઉછળી રૂપાળી રાત.

લીધા-દીધા તે કોલ કાળજે રૂપાળી રાત,
પ્રભુએ કહ્યું ' સદૈવ પાળજે ' રૂપાળી રાત.

આંખથી લગીર આંખ મેળવી રૂપાળી રાત,
પાંખથી લગીર પાંખ ભેરવી રૂપાળી રાત.

સૂરજ શશીને કર્યા સાખિયા રૂપાળી રાત,
ભાવિના ભેદ કૈંક ભાખિયા રૂપાળી રાત.

ગંગા ને સિન્ધુકેરી સંગતિ રૂપાળી રાત,
એવા અભેદ રચ્યા આજથી રૂપાળી રાત.

પલટી એ પ્રેમતણી પુંજીઓ રૂપાળી રાત,
પલટાવી કાળજાની કુંચીઓ રૂપાળી રાત.

આશાનાં દ્વાર નવલ ઉઘડ્યાં રૂપાળી રાત,
પળમાં પ્રકાશ પડ્યા પ્રેમના રૂપાળી રાત.

શીળી સંસારતણી શેરીએ રૂપાળી રાત,
કીધો પ્રવેશ ચડી ચૉરીએ રૂપાળી રાત.

પગલે પગલે પ્રીત પાથરી રૂપાળી રાત,
સુમને વધાવી શીળી સાસરી રૂપાળી રાત.

મોંઘી આશિષ પિતામાતની રૂપાળી રાત,
ઝીલી અબોલ સખી સાચની રૂપાળી રાત.

રસની એ રેલ સદા સાંભરે રૂપાળી રાત,
રહેજો અખંડ મારે આંગણે રૂપાળી રાત.

## વાલ્યમનાં વેણ

( મારી માને કે'જો તે આણાં મોકલે રે—એ ઢાળ )

ગાજે વડલો વિહંગતણાં ગાનથી રે,
માંહે ટહુકે કળાયલ મોર;
મને વ્હાલાં વાલ્યમજીનાં વેણલાં રે.

એવો ઉરને આનન્દ એક બોલડે રે,
એ તો લાગે કાળજડાની કોર- મને૦

એને અમૃત તો એક-એક અક્ષરે રે,
સખિ ! શીળા-શીળા એના સૂર. મને૦

રોમે—રોમે રૂડો રસ રાજતો રે,
ચડે હૈયામાં પ્રેમતણાં પૂર. મને૦

જાણે વરસે કો મન્દ મન્દ મેહુલો રે,
સરે આછી સલીલકેરી સેર. મને૦

જાણે ફૂલડાં ઝરે કોઇ ફોરતાં રે,
લળી આવે સાગરતણી લ્હેર. મને૦

દીસે જાદુ જરૂર એની જીભમાં રે,
હું તો ભૂલી ગઇ તનભાન. મને૦

રહે મનને નચાવી એની મોરલી રે,
મારા ઉરનો કોડીલો એ કા'ન. મને૦

ભલે વરસે અંગાર કોઇ આભથી રે,
ભલે કરવતથી કાળજું કપાય. મને૦

રહે રસની સરિત ઉરે રેલતી રે,
પડી જુઠા સંતાપ સહુ જાય. મને૦

## હિંડોળ

( સોના ઇંઢોણી રૂપા બેડલું રે,
પાણીડાં ગ્યા'તી તળાવ, મારા વાલ્યમા !—એ ઢાળ. )

ઊંચી આંબા કેરી ડાળીએ રે,
હીરની દોરીએ હિંડોળ; મારી બ્હેનડી !
ઝૂલું-ઝૂલું હું તો એકલી રે,
ઉરમાં ઉમંગ અમોલ. મારી બ્હેનડી !

સરખી સાહેલી ઝૂલાવતી રે,
શીળી ઝૂકે શિર છાંય, મારી બ્હેનડી !

ઝીણું—ઝીણું વહે ઝૂલણું રે,
નિંદર નેણે ભરાય. મારી બ્હેનડી !

આવ્યો જોગી એક બાલુડો રે,
વાંસલડી રૂડી વાય; મારી બ્હેનડી !
હળવે નાખ્યો એક હિંચકો રે,
આભલડે અડી જાય. મારી બ્હેનડી !

જોયું મેં તો જગ ઝૂલતું રે,
વાદળીના રણવાસ; મારી બ્હેનડી !
જોઇ અમરની અટારીઓ રે;
વ્યોમનદીના વિલાસ. મારી બ્હેનડી !

જોઇ સૂરજકેરી શેરીઓ રે,
ચાંદલિયાકેરા ચોક; મારી બ્હેનડી !
સામી રમે સુરસુન્દરી રે,
ગાય ચડી-ચડી ગોખ. મારી બ્હેનડી !

ઊભો જોગી એ તો આભમાં રે,
આંખડીએ શા ઉજાસ; મારી બ્હેનડી !
ઝીલી લીધાં મુજ ઝૂલણાં રે,
હેતભર્યું કરી હાસ. મારી બ્હેનડી !

એ પળની અમ પ્રીતડી રે,
એ દિનના ઉછરંગ; મારી બ્હેનડી !
ઝૂલું-ઝૂલું હું તો જોડલે રે,
નિત્ય વધે નવરંગ. મારી બ્હેનડી !

# દામ્પત્ય

( માગ માગ પાવાના રાજન કે ત્રુઠમાન હું થઇ રે લોલ—એ ઢાળ. )

ઊભી આંબલિયાને ઉર અડી અલબેલડી રે લોલ,
વ્હાલી વાલ્યમ સંગે વાત કરે વનવેલડી રે લોલ;
ચાંપે દુઃખનો દાઝયો દેહ પનોતાં પાનથી રે લોલ,
હરવા અન્તરનો પરિતાપ રહે રસ રેડતી રે લોલ;

એની ખીલી શી ઉછરંગભરી ફૂલપાંખડી રે લોલ,
નિરખે ન્હાવલિયાનો નેહ ઉઘાડી આંખડી રે લોલ;
લેતાં અનિલ તણી કૈં લ્હેર દીસે ફરકી રહી રે લોલ,
સુખના સોણુલિયાને સ્વાદ હસે હરખી રહી રે લોલ.

એના અંતરનો અનુરાગ સુહાગણ સાધતી રે લોલ,
પળ—પળ પ્રીતિકેરે પન્થ વિચરતાં વાધતી રે લોલ;
ઊંડા અન્તરનો આમોદ અમૂલખ આપતી રે લોલ.
લેવા જીવનની રસલ્હાણ સજી રહી સંગતિ રે લોલ.

એનો ભાવભર્યો ભરથાર રહ્યા શો રાચતો રે લોલ,
હસતું હૈયાનું કૈં હેત નિહાળી નાચતો રે લોલ;
ડોલે રસરીઝયો શો દેહ કે ડોલે ડાળીઓ રે લોલ,
સામો સૌરભનો સત્કાર હે વરણાગિયો રે લોલ.

કરનો કરથી શીતળ છાંય તપેલો તાપથી રે લોલ,
ઢાળે વિંજણલે શો વાય અજબ ઉરભાવથી રે લોલ;
અગણિત અંબરના આઘાત શિરે સાંખી રહે રે લોલ,
આપી રમણીને રસરંગ રસીલો રીઝવે રે લોલ.

ઊંચાં અંતરનાં અણુમોલ દીસો છો દંપતી રે લોલ,
રહેજો જગમાં જીવનજોડ તમારી જીવતી રે લોલ;
વધજો તમ જેવું કૈં વ્હાલ અમારે અંતરે રે લોલ,
શીળા સૌરભનો સંચાર થજો અમ આંગણે રે લોલ.

## શણગાર

( સામા ઓરડિયામાં નાગજી પોઢ્યા
નાગણી ઢોળે વાય, મારા વ્હાલા ! —એ ઢાળ )

આજ સખિ ! મારે દિવસ દિવાળી,
શા શા સજું શણગાર; રંગભીની ?
સોના–આભુષણ શોભતાં પ્હેરી,
સંચરશું સંસાર, રંગભીની !

સોના–આભુષણ શું કરૂં સજની ?
ઝાંખી પડી–પડી જાય; રંગભીની !
હીરા મોતી કેરા હાર હું પ્હેરૂં,
આંખલડી અંજાય; રંગભીની !

હીરા મોતીને હું શું કરૂં સજની ?
ન મળે સુગન્ધનું નામ, રંગભીની !
સારી લાગે મને ફૂલની માળા,
ઉરને આપે આરામ, રંગભીની !

ફૂલમાળાને હું શું કરૂં સજની ?
કાલ્ય પડયે કરમાય, રંગભીની !

મોંઘી વ્હાલાજીનાં વેણુની માળા,
મ્હેકી રહે મનમાંય, રંગભીની!

ઉરસાગરકેરા મોતીડાં ઝીલી,
રચશું મનોહર માળ, રંગભીની!
હિંચી-હિંચીને હિંચોળશે હૈયું,
નિત્ય વધારશે વ્હાલ, રંગભીની!

## પનઘટ

( સખિ ! પડવાની પણ પ્રીત ગતમત્ય ભૂલી રે
—એ ઢાળ. )

સખિ ! પનઘટનાં પરિયાણ મુજને મીઠાં રે,
એવા સહિયરકેરા સંગ દોહ્યલ દીઠા રે;
જ્યાં નિત્ય નવેલે નીર સરિતા શોભે રે,
પ્રીતમને પળતી પન્થ પળ નહિ થોભે રે.

શી અંતરને ઉછરંગ લ્હેરો લેતી રે,
જીવનને જોવા કાજ વ્યાકુળ વ્હેતી રે;
અજાણ્યો કૈં આનંદ મનડે માણે રે,
એના ઊંડેરા અભિલાખ જન શું જાણે રે!

તરુઓ શાં એને તીર નિરખી નાચે રે!
જોઈ ભાવભરીનો ભાવ હૃદયે રાચે રે;
ફૂલડાંની મીઠી ફોર ઉરથી આપે રે,
છાંયલડી દઈ સંતાપ "—" કાપે રે,

ડોલંતી આંબાડાળ કોયલ ટહુકે રે,
મીઠો એનો મહશોર ઉરને અડકે રે;
એ રસઘેલીનાં ગાન ઝીલી ઝરતાં રે,
વનપંખી મનમસ્તાન કિલકિલ કરતાં રે.

ધણ ચરવા સામી ધાર ધસતું રે,
ગોવાળા વાંસળી વાય સુર ગંભીરે રે;
કોઇ પાછા ધરતી પાય વચ્છવિજોગે રે;
એકલડી શી અકળાય સુરભિ શોકે રે.

એ વ્હાલેરી વનવાટ ચિતડે ચોંટી રે,
આંસુડે ભીની આંખ ઝંખે જોતી રે;
ઓ વાદળથી ઢંકાય મહિયર મારાં રે,
જ્યાં અંતરને ઉકળાટ વસતાં વ્હાલાં રે.

માડીના મીઠા બોલ વાયુ વહેતો રે,
કૈં ભાવભર્યા ભણકાર દિલને દેતો રે;
કોક વાટ જતાને વાત કહીએ કહેશું રે,
સોંપીને ઉર-સન્દેશ રીઝી રહેશું રે.

સાહેલી ભરીને હેત્ય મારગ મળશે રે,
આંખડીઓ થાતાં એક હૈયાં હસશે રે;
ઘટડાની ઊંડી ગોઠ કૈં—કૈં કરશું રે,
અમૃતના ઝીલી ઓઘ અંતર ઠરશું રે.

અણતોળ્યા ભવના ભાર મનથી મટશે રે,
અણબૂઝયા તનના તાપ ઘેરા ઘટશે રે;

જ્યાં ઉરનાં આપોઆપ ફૂલડાં ફૂલે રે,
એ ઘડીની મહિયરમાણ્ય પનઘટ પૂરે રે.

## જળઝીલણી

( નાગર ! ઊભા રહો રંગરસિયા—એ ઢાળ )

આજ આનન્દજળઝીલણી રે,
સહિયર ! આવો એ જળ ઝીલવા.

ઉછળે અનંત રસરેલ રે, સહિયર ! આવો૦
સાજે સોહાગ સરિતસુન્દરી રે, સહિયર ! આવો૦
ઉરમાં ન એક અલબેલ રે. સહિયર ! આવો૦
ચન્દ્રાને ચોક ચડી ચાંદની રે. સહિયર ! આવો૦

આશાભરી ઉભરાય રે; સહિયર ! આવો૦
શીળી શી શારદ રાતડી રે, સહિયર ! આવો૦
મીટે—મીટે મલકાય રે. સહિયર ! આવો૦
પ્રીતિને પૂર જગતઝીલણી રે, સહિયર ! આવો૦

સેરે—સેરે નવાં નીર રે; મહિયર ! આવો૦
હૈયે તરંગ રૂડા હિંચતા રે, સહિયર ! આવો૦
તેજે ભર્યાં એનાં તીર રે. સહિયર ! આવો૦
વાલ્યમનાં વ્હાલ વહે વેગથી રે ! સહિયર ! આવો૦

ભરતી શી ભાવની ભરાય રે, સહિયર ! આવો૦
અમૃતના ઓઘભરી આંખડી રે; સહિયર ! આવો૦

મુખડે મીઠાશ નહિ માય રે, સહિયર ! આવો૦
એવો પ્રભુજીના પ્રેમનો રે સહિયર ! આવો૦
સાગર શો છલકાય રે ! સહિયર ! આવો૦
ઉરની રચાવી રૂડી અંજલિ રે, સહિયર ! આવો૦
ઝીલો ઝરણુ વહ્યાં જાય રે.
સહિયર ! આવો એ જળ ઝીલવા.

## દેવર

( કોઈ વારોને નન્દના કુંવરને—એ ઢાળ )

મ્હારી વાડી ફૂલી ફૂલવેલિએ,
માંહિ મોગરો એક અમોલ રે;
દેરીડો સખિ ! મનમીઠડો.

દીપે ડોલરિયો કુળદીવડો,
એના ફૂલ શા બાલુડા બોલ રે. દેરીડો૦
એ તો તારલિયો અમ આભનો,
ઝીણા તેજભર્યો ઝળકાય રે; દેરીડો૦

એ તો કુણો કમળ જેવો ડોડવો,
મારા મીઠા સરોવરમાંય રે. દેરીડો૦
અભિલાખભરી એની આંખડી,
એને મોઢડે મ્હેકે મીઠાશ રે; દેરીડો૦
માંહિ શોભે શરમ કેરા શેરડા,
ભોળા ઉરના શા ઊજળા ભાસ રે ! દેરીડો૦

એ તો ભમરો ઉડે અમ આંગણે,
 કાંઇ ગુંજન ઝીણલાં ગાય રે; હેરીડો૦

મને 'ભાભી'ના બોલે બોલાવતાં,
 કેવાં ભીનલાં વદન ભરાય રે! હેરીડો૦
હું તો વીરવિજોગણ ઝૂરતી,
 ઉર વ્હાલ રહ્યું ઉભરાય રે! હેરીડો૦

એ તો દિયર તણે દિલ રેડતાં,
 મારા હૈયામાં હરખ ન માય રે! હેરીડો૦
એને નાની લાડડી લાવશું,
 એના કુમળા પૂરશું કોડ રે. હેરીડો૦

જળ ભરવા જશું અમે સંગમાં,
 જગ રીઝશે જોઇને જોડ રે. હેરીડો૦
અણખીલી એની ઉરપાંખડી,
 અમે ખીલવશું દઈ ખંત રે; હેરીડો૦

ભવપન્થ બતાવશું ભાવથી,
 રાખી આંગળીએ દિનરાત રે. હેરીડો૦

## સાસુ

( મારી માને કે'જો તે આણાં મોકલે—એ ઢાળ )

વહે ગંગા મારે ઘરઆંગણે રે,
 એનાં આછાં ઉછળતાં નીર;
 સખિ! સાસુતણાં સુખ શાં કહું કહું રે!

રમે સૂરજ ને સોમ એના અંકમાં રે,
દેવતરુઓ ઊભાં એને તીર સખિ! સાસુ૦
હું તો ભૂલી ભમું ભવમારગે રે,
પડે કાંટામહીં કદી પાય; સખિ! સાસુ૦
ઘણાં ઝેરી જનાવર ઘૂમતાં રે,
ભુંડી હૈયામાં ભીતિઓ ભરાય. સખિ! સાસુ૦
મને કેડો દેખાડે કને રહી રે,
મારો સાચવીને કર સ્હાય; સખિ! સાસુ૦
રહે વસમા કાંટા વન વીણતાં રે,
ઝીલે આડા ઘડી-પળ ઘાય. સખિ! સાસુ૦
ધરી અંગે આભૂષણ ઓપતાં રે,
હું તો લાગું લળી-લળી પાય. સખિ! સાસુ૦
મને ઉંડેરી આશિષ આપતાં રે,
એને કાળજે કૈં-કૈં થાય. સખિ! સાસુ૦
રહે રાજ ત્યજી ઉર રાચતું રે,
એની મોટપ કેમ મપાય? સખિ! સાસુ૦
મારા રૂડા સોહાગની રાખડી રે,
નવા જગની એ તો મુજ માય. સખિ! સાસુ૦
એની સેવા કરી સુખ સાધશું રે,
ઉર લેશું ઝીલી ઉરલ્હાણ. સખિ! સાસુ૦
એને દેશું વિસામો વાટમાં રે,
એના પ્રીતિથી પૂરશું પ્રાણ.
સખિ! સાસુતણાં સુખ શાં કહું રે?

## નણુદી

( નાથ ! આવો મારે ઓરડે—એ ઢાળ. )

ઊગ્યો આજ આદિત્ય આશાભર્યો,
એનો ઓછો રે—કાંઈ ઓછો ઉજાસ;
નણુદી ! આવોને મારે આંગણે.

મારે બારણે બોલે બપૈયના,
એનાં ઓછાં રે—હજુ ઓછલાં હાસ. નણુદી ! આવોને૦

હું તો નેહભર્યાં દઉં નોતરાં,
વ્હેલાં આવો રે મારા ઉરના ઉજાસ; નણુદી૦

પરદેશણ આવોને પાપટી,
મારે હૈયે રે રૂડાં હિંચન્ત હાસ. નણુદી૦

જરી ઝબકો વિજોગણ વીજળી !
અજવાળો રે મારા રંક અવાસ; નણુદી૦

આવો—આવોને મહિયરમીઠડાં,
તમે આવોને મારી સાસુના શ્વાસ. નણુદી૦

બળિરાય સમા તમ બન્ધવા,
વારે વારે રે જુએ બ્હેનની વાટ; નણુદી૦

તમે આવો 'રમા' લઈ રાખડી,
અમ ઉરના રે ઊંડા હરજો ઉચાટ. નણુદી૦

લૂખી–લૂખી આશિષ તો લોકની,
એવા લૂખા રે એના સંગના લ્હાવ; નણદી૦

રસે ભીની રૂડી તમ રાખડી,
એવા ભીના રે ભોળા હૈયાના ભાવ. નણદી૦

તમ પાવન પાયને પૂજતાં,
મારાં પળમાં રે સહુ પાપ પળાય, નણદી૦

એક ઊઘડે આંખ અધુકડી,
મારે ભવને રે રૂડાં ભાગ્ય ભરાય, નણદી૦

તમને આપું નમન મારા નેણનાં,
આપું—આપું રે મારા હૈડાના હાર; નણદી૦

આછા ઉરની ઉતારીશ આરતી,
વ્હેલાં આવો રે મારાં હાનનાં દ્વાર. નણદી૦

મારાં બાળાં—ભોળાં શાં ભાણેજડાં,
ધરી અંકે રે એને લાવજો સંગ; નણદી૦

મીઠડાં લાડ લડાવવા,
ઉર ઊંડો રે કાંઈ ઉછળે ઉમંગ. નણદી૦

તમે રીઝો તો રીઝી રમા રહે,
દુભવતાં રે કાંઈ દેવ દુભાય; નણદી૦

તમ હેતમાં હેત પ્રભુતણાં,
તમ સંગે રે સહુ તીર્થ સહાય. નણદી૦

# સમોવડ

(આવો રૂડો જમુનાજીનો આરો, કદમ કેરી છાયા રે—એ ઢાળ.)

મારે માંડવડે મલકાય શી વિધવિધ વેલિ રે !
એક-એકને હિંચતી અંક ભાવે રહી ભેટી રે,
ડાળી-ડાળી ને પાનમાં પાન, કળિમહીં કળીઓ રે,
રહી ભેરવી ભૂલીને ભેદ સુહાગણ સખીઓ રે.

રમે રંગભર્યો રસરાસ દઈ કર તાળી રે,
એની સામટી એક સુવાસ રહ્યું જગ ઝીલી રે,
ભલે વાયુ વિજોગના વાય, ભલે તન તૂટે રે,
પણ સ્નેહભર્યો સુખસંગ નહિ ક્ષણ છૂટે રે.

ફળ-ફૂલતણી પણ માય ન કોઇ કળાવે રે,
અહીં એક-બીજી તણાં બાળ મેતે હુલાવે રે;
ભલે મૂળ તણો નહિ મેળ, જાતે રહી જુદી રે,
પણ આખર એક અક અભેદ ઉરે ધરી ઉભી રે.

અમે ઝીલશું એનો અભેદ સમોવડ સાધી રે.
ઉર-ઉરનો સેવી આધાર વિસારશું વ્યાધિ રે,
લઈ આંસુડાં અંજલિમાંય એ લોચન લ્હોશું રે,
રસગોઠડીએ દઈ રંગ રીઝી ઉર રે'શું રે.

કુળમંડપને કરી છાંય દીપાવશું દા'ડી રે;
ખીલી ખીલવશું જગવેલ્ય વિભુ કેરી વાડી રે;

ભલે મહિયરનો નહિ મેળ, સ્વભાવ ન સરખા રે,
પણ એક કુટુંબનાં અંગ ઓપે કયમ અળગા રે?

અમ વાહળીઓતણું વૃંદ થશે ઘન ઘેરો રે,
અમ સરિતતણે સમુદાય મહાનદ મીઠો રે;
સજશું મળીને મધમાખ મધુર મધપુડો રે,
કુળસુન્દરીઓ કુળરાસ રચાવશું રૂડો રે.

## ભાઇબીજ

( લક્ષ્મણ! લક્ષ્મણ! બન્ધવા રે વેરી કાણે રે લખિયા—એ ઢાળ. )

ઊંચા આંબા, ઊંચી આમલી રે નીચી વાડીની વેલી,
ઊંચી ચડે, નીચી ઉતરે રે આજ વ્હાલી બ્હેની;
વીરની વાટ વિલોકતાં રે એની આંખડી ફાટે,
સારી લાગે નહિ સહિયરો રે એને ઘરમાં ન ગોઠે.

ઊભો રહ્યો આવી આંગણું રે રવિ રંગનો રાતો,
આવ્યો નહિ એવો ઉજળો રે મારો માડીનો જાયો;
વેણનાં દેઇ વધામણાં રે ગયા વાયસ વ્હેલા,
વ્હાલાંને ઘેર જઈ વસ્યા રે પન્થવાસીઓ પેલા,

વાટ લાંબી વસમી ઘણી રે આડાં કોતર ઊંડાં,
ડોલી રહ્યા બહુ ડુંગરા રે કાંઇ ભૂતથી ભુંડા
મુંઝાવતી રહી મારગે રે ઝાઝાં ઝાડની ઝાડી,
વાઘ, વરુ વનવાંદરા રે ડર આપતાં દા'ડી.

પાછો વળ્યો હશે પન્થથી રે રખે ભાઈ એ ભીરૂ,
સિંહ તણા સ્વર સાંભળી રે હશે ઉર ઉતાર્યું;
શીતળ કાં વડછાંયડે રે એને નિંદર આવી,
સ્નેહભર્યાં કંઇ સોણલે રે રોકી રાખ્યો રીઝાવી.

શકુન હશે નહિ સાંપડયા રે એને આજ ઉમંગી;
ઘેરી રહ્યા ઘર ગોઠિયા રે સુખદુઃખના સંગી;
ભૂલી ગયો ઉરભાવમાં રે કાં તો આવતાં કેડો,
બ્હેનવિજોગનો બન્ધવો રે ઘડી એકમાં ઘેલો.

માંદી પડી કાં તો માવડી રે એની જાઇને ઝંખી.
વસમી વિજોગની વેદના રે શકે કયાં લગી સાંખી;
હૈયું રાખ્યું હશે હાકલી રે દઈ કેંક દિલાસા,
તૂટી પડયું હશે તાપથી રે ત્યજી આખરે આશા.

ભાભીએ કાં હશે ભોળવ્યો રે કંઇ દોષ દેખાડી,
રોકી રાખ્યો રસ પાઇને રે મન મોહ પમાડી;
બાઝી પડયાં હશે બાલુડાં રે કાલું બોલતાં કોટે,
એ સુખસ્વાદ સુધાભર્યાં રે કયમ છોડતાં છૂટે!

ભાભલડી! તુજ ભાવની રે ભલી વાધજો ભરતી,
વ્હાલસોયા મારા વીરના રે રે'જે હૈયાને હરતી;
અમર એવાતન ઉજળું રે રહો જીવતી જોડી,
રાજ તપો રળિયામણું રે મારી આંખડી ટાઢી.

તારો પતિ, મારો બન્ધવો રે એવા ભેદ અનેરા,
ભાગ નથી કાંઈ ભાવમાં રે પંથ નેહના ન્યારા;

દેવે દીધો મુજ દેખતાં રે તે તો તારો ને તારો,
ભાઈના ભાવે ભિંજાવતો રે દિન એક અમારો.

આજ બ્હેની તણે બારણે રે ઘટે વીરનાં ઘોડાં,
આજ બ્હેની તણે આંગણે રે એનાં ન્હાવણ રૂડાં;
આજ બ્હેની તણે ઓરડે રે એનાં આસન ઊંચાં,
આજ બ્હેની તણે અંતરે રે એનાં વેણુનાં વાજાં.

સાસુ સંભારે સ્હવારથી રે જુએ વાટ જેઠાણી,
પૂછે પાડોશણ પળપળે રે શોચે સહિયર શાણી,
હાંસી કરી રહી હેતની રે કાંઈ નણદલ ન્હાની,
બોલી શકે નહિ બ્હેનડી રે છળી ઊઠતી છાની.

એ રજ ! એ રજ ઊડતી રે આવે અંબર વિંધી,
જોને વિહંગ વધામણે રે પળે પાંખ પસારી:
હણહણતી કંઈ હાકલે રે એજ ઘૂમતી ઘોડી,
એ જ હલકભરી હાંકણી રે મારા વીરની મીઠી.

એ જ રજેભર્યું રાતડું રે મુખ વીરનું વ્હાલું,
એ જ ઝુકે શિર છોગલું રે વાંકી પાઘમાં પેલું:
આતુર શી અવલોકતી રે એની આંખડી ભીની,
એ જ સુધા ઊર સિંચતી રે ફૂલ વેરતી વાણી.

વીરને આસન આપતાં રે ઊંડા અંતરકેરાં,
નીર નિરંતર નેણનાં રે વહે ન્હાવણ દેવા;
ભોજનિયાં મનભાવતાં રે, પીવા વેણનાં વારિ,
વાટનો થાક વિતાડવા રે શીળી પ્રાણપથારી.

આજ પિયર એને આંગણે રે વસ્યું સામટું આવી,
લાખ સગાંતણાં સંગનો રે રહ્યો રંગ રીઝાવી;
કૈંક વાતો હુવી કાળજે રે એને એક ન સૂજે,
ઊભા હતા કંઈ ઓરતા રે પણ એક ન ઊગે.

રે'જો અમર રસનો ભર્યો રે જેણે એ દિન દીધો,
જુદો કરી જુઠા જગતથી રે સુધાસિન્ધુએ સિંચ્યો;
આવે અનેક આશાભરી રે સખી બીજ સોહાગી,
બન્ધુમિલાવણ બીજડી રે આ તો માવડી મીઠી.

રાત વીતી ગઈ વાતમાં રે વ્હેલાં વ્હાણલાં વાયાં,
હાય! વિદાય વીરાતણી રે કંપે જોઈને કાયા,
રાત અધીરીની આંખનો રે ભર્યો તેજનો તારો,
વ્હાલભરીતણો વાલ્યમો રે રહે રોકતાં શાનો ?

સુખનાં વહી ગયાં સોણલાં રે ઉરે અડકયાં–ન અડકયાં,
વાધ્યો દાવાનળ દુઃખનો રે કરી ભીતર ભડકા;
સૂની સમી બની સારિકા રે પાછી પિંજરે પેઠી,
બારમાસી તણે બારણે રે જઈ બીજ એ બેઠી.

## સીમન્ત

( સોનલા ઈંઢોણી રે રૂપા કેરું બેલડું રે બોલ, પાણી
ગ્યાં'તાં સરવરિયાને તીર—એ ઢાળ. )

સોનલા કચોળું રે હીરે જડી કાંસકી રે લોલ,
રંગભર્યા બેસણિયે બાજોઠ,

વાટડી નિહાળે રે સહિયર સંગની રે લોલ,
હિંયે એને કાળજડે કંઈ કોડ.
ઓરડેથી આવો રે ગુણિયલ ગોરણી રે લોલે,
આવો મારી વંશવધારણ વેલ,

પિયરપનોતાં રે શીયળસોહામણાં રે લોલ,
આવો શીળી સાસરિયાની સેર.
કુળવહુવારૂ રે આવો તમે આજનાં રે લોલ,
આવો એવાં કાલ્યતણાં કંઇ માય,

ધીરે-ધીરે ધારો રે ચરણ સુલોચના રે લોલ,
મોંઘા ઉર-માણક ના મચકાય.
જીવડાને સાટે રે લેજો એને જાળવી રે લોલ,
એ છે રૂડી અમરાપરની આથ;

ઉર અજવાળે રે, મુજ પર મ્હાલતા રે લોલ,
આછા એના ચળકંતા ચળકાટ.
મનડે મધુરાં રે સોહે સુખસોણલાં રે લોલ,
ઝીણી-ઝીણી આળસ ઉપજે અંગ;

ઘેનમાં ઘેરાતી રે આંખડી ઉઘાડજો રે લોલ,
જો જો સખિ ! આજ તણા ઉછરંગ.
કેશમાંહિ ગૂંથું રે મોતી મોંઘા મૂલનાં રે લોલ,
સિંચું રૂડા સેંથલડે સિંદૂર;

રાખડી રચાવે રે નણદલ નેહની રે લોલ,
ઊંડી અને આશિષ ઉછળે ઉર.

માથડે ધરાવું રે મણિમય મોડિયો રે લોલ,
ઝીલો એવા જનનીભવના ભાર;

શ્રીફળ સલુણીરે રે ! ખોળે ધરું ખાંતથી રે લોલ,
દેજો એવા અમને ફાલ રસાલ.
રાજતણી રીઝે રે સોણુલે ન સાંપડે રે લોલ,
સુર પણ લેઈ શકે નહિ લ્હાણ;

અજબ અમૂલાં રે પિતરૂને પોખતાં રે લોલ;
દેજો એવાં સુતનાં દોહ્યલાં દાન.
વાજતી વધાઈ રે મહિયર મોકલો રે લોલ,
માલપતી આવે 'ધણુ'ની માત;

આજનું અનેરું રે જોઈ મુખ જાઇનું રે લોલ,
થાયે રૂડાં હૃદય ભરી રળિયાત.
જુઠડાં શું જાણે રે મદભર્યાં માનવી રે લોલ ?
આવો રૂડો અણમાપ્યો ઉપકાર;

રણમાં રચાવે રે વાડીઓ વસંતની રે લોલ,
એ તો અલબેલડીનો અધિકાર.

## વાત્સલ્ય

( લીલો લીમડો રે લીલો નાગરવેલનો છોડ,
આજ મારે આંગણે રે પ્રભુજી દાતણ કરતા જાવ–એ ઢાળ. )

શરદ સુધાભરી રે શોભે રઢિયાળી શી રાત,
આભ ઉજાળતો રે વરસે નેહ નિશાનો નાથ;

સહિયર સૌ મળી રે રમતી રંગભર્યો કૈં રાસ,
ઘેરા ગાનથી રે ગાજે અવની ને આકાશ.

રસને રેડતી રે ભૂલી ભામિનીઓ ઉરભાન,
પડઘા પાડતી રે ગાતી દશ દિશ સંગે ગાન;
રંગે રીઝતો રે ચુકયો ચાંદલિયો નભચાલ,
થંભ્યા તારલા રે થંભ્યા ડોલંતા દિક્પાલ.

વનના ડાયરા રે થંભ્યાં નદીઓ કેરાં નીર,
કર સંકોરતાં રે થંભ્યા તરુવર તેને તીર;
આ શું એકલી રે સહિયર છોડી સહુનો સંથ,
ચાલી ચોંપથી રે રૂડા રંગ તણો કરી ભંગ.

આવ્યો આકરો રે શું કૈં સાસુનો સંદેશ?
ગાણું ના ગમ્યું રે રમતાં રીસ ચડી ગઈ છેક?
ફરતાં કૂદડી રે આવી અંતરમાંહિ ઉછાળ?
કાયા કોમળી રે વેઠી ન શકે ઝાઝી વાર.

આવ્યો આકરો રે ના કૈં સાસુનો સન્દેશ,
નહિ-નહિ રૂસણાં રે લાગ્યો થાક નહિ લવલેશ;
પોઢયા પારણે રે આવ્યા બાળકુંવર કૈં યાદ,
રસભર રાસની રે એથી તટી મન મરજાદ.

અંતર ઉછળ્યાં રે વધતાં પ્રેમ તણાં કૈં પૂર,
કંઠે કારમા રે અટકી રોકયા સ્હેજે સૂર;
સરવરતીરને રે તોડી જળલહરિ વહી જાય.
છોડી સંચરી રે એવો સહિયરનો સમુદાય.

કાંટા કાંકરાં રે એને એક અડકે નહિ પગમાંય,
ચરણે ચાલતી રે જાણે પંખણી ઉડી જાય!
નિરખે નેણથી રે એને દુનિયા નહિ દેખાય,
વચ્છવિજોગણી રે જાણે ધેન ઉમળકે ધાય.

મનહર મોઢડાં રે જોતાં હૈયું ઉચરે 'હાશ',
અડતાં અંગને રે ઉપજે અણમૂલો ઉલ્લાસ;
ઉર આલિંગને રે લેતી દેવભવનની લ્હાણ:
ચારૂ ચુંબને રે મળતી મોક્ષ તણી કૈં માણ્ય.

એ છબી આગળે રે ઝાંખા કોટિક શશિયર સૂર,
એ સુરભિ કને રે ફીકી ફૂલડાંની કૈં ફોર;
એ રસ આગળે રે ઓછા રાસતણા રસરંગ,
એ પળ આગળે સૂકા ભવના ભવ્ય પ્રસંગ.

## બાપુ

( ઓધા! નંદનો છોરો તે નમેરો થયો જો,
અથવા
મહા કોપ થયો તે કવિકાળમાં જો—એ ઢાળ )

સખી! મીઠો આષાઢ કેરો મેહુલો જો,
આભ ઘેરી ઉભેલ દીસે એકલો જો. સખી!

એના ઘટમાં અનેક ગાન ગાજતાં જો,
માંહિ રસના તરંગ રૂડા રાજતાં જો. સખી!

પ્રાણ આપી એ પ્રાણીઓને પાળતો જો,
કૈંક તનડાના તાપ રહે ટાળતો જો સખી !

ભરે સર ને સરિત નવાં નીરથી જો,
એને દેતાં અંદેશડો ઉરે નથી જો. સખી !

એવાં મનડાં મીઠાશભર્યાં તાનમાં જો,
માંહિ હીંચે હિલોળ કૈંક હેતના જો. સખી !

એની છાયામાં રંગભર્યાં રાચીએ જો,
નિત્ય નવલા ઉમંગ ધરી નાચીએ જો. સખી !

એની આંખે ને અંતરે અમી ઝરે જો,
ભાગ્યકેરા ભંડાર ભવનમાં ભરે જો. સખી !

એક પળમાં હજાર વાંક વીસરે જો,
'કર્યું' એનું તે કોણ લગીરે કરે જો ? સખી !

એનાં અંતરમાં એક રમે 'આપવું' જો,
એની 'વર્ષાનું 'નીર' તો નવું નવું જો. સખી !

ભલે ભૂલી આનન્દ 'આજ'નો જશું જો,
કદી બાપુના ભાવ નહિ ભૂલશું જો. સખી !

———

## મોસાળ

( ઓધવજી ! સન્દેશો કે'જો શ્યામને—એ ઢાળ. )

મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં,
    મોંઘા એના ભાવતણા ભણકાર જો;
મનહરતી શી મહેમાની મામીતણી !
    શીળા શા એ અંતરના સત્કાર જો !
        મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં.

મનડાના મહેરામણ મામા મીઠડા,
    પળ-પળ વદતા વ્હાલભરેલાં વેણ જો;
ઓછાં—ઓછાં અંતર કૈં કૈં આપતાં,
    નિરખી નાચે આતુર સરખાં નેણ જો. મહિયરથી૦

ભાવજળે ભિંજાતાં પદ ભાણેજનાં,
    સુરબાળક શી દિવ્ય દશા દેખાય જો;
પ્રેમતણા પડછન્દા ઘર-ઘરમાં પડે,
    રસનાં લ્હાણાં ઉર-ઉરનાં લેવાય જો. મહિયરથી૦

જનનીની જનની રે સુખની સીમડી,
    જુની આંખે હિંચે નવલાં હેત જો;
હસતાં એ પંપાળે હળવા હાથથી,
    સૂકાં ઉર પણ સહજે થાય સચેત જો. મહિયરથી૦

દિલડાનાં આદર તો જગમાં દોહ્યલા,
એ સુખડાના જ્યાં છલકાય સુકાળ જો;
વિખસાગરમાં અમૃતની કૈં વીરડી,
અગર રહો એ મધઝરતું મોસાળ જો.
મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં.

## મધમાખ

( નહિ આપું ! હો નંદજીના લાલ રે ! મહિડાં મારાં રે–એ ઢાળ. )

અલી ! ઉભી રહે મધમાખ રે ! મનડાની મીઠી રે,
તારી જાદુભરેલી જરૂર રે દેહડી દીઠી રે.

તને વ્હાલી પૂછું એક વાત રે સાંભળી લેજે રે,
તરા ભાવ તણો કૈં ભેદ રે કાનમાં કે'જે રે

મેં તો જોયાં–જોયાં બહુ ઝાડ રે, ડાળીઓ દેખી રે,
વનવેલીતણાં ફળ–ફૂલ રે, પાંખડી પેખી રે.

નહિ લાધ્યાં મને તો લગાર રે મધડાં મધુરાં રે,
એનાં દિલ તણાં રસદ્વાર રે ઉઘડે અધુરાં રે.

એવી આંજી કોણે તુજ આંખ રે સ્નેહની સળીએ રે ?
તું તો મધનો નિહાળે મેહ રે ફૂલડાંને ફળીએ રે.

મારા કરમાં રહી કરમાય રે ફૂલ કૈંક ફોરી રે,
નહિ ખોલે ઊંડેરા ખોલ રે જીવન જોડી રે.

તને આપે ઉઘાડી ઉર દેખતાં ડોલે રે,
પ્રેમભીના એ પાથરે પ્રાણ રે રંગમાં રોળે રે.

તારે હૈયે ભર્યાં હશે હોજ રે મીઠડી માતે રે,
રહી સિંચી સદનમાં રોજ રે હેતને હાથે રે

તને વિધિએ વ્હાલપની વાત રે શીખવી સાચી રે,
સુધાઝરતો કરે સંસાર રે ઉરની ઊંચી રે.

રહી તોએ ગયો દિલ ડંખ રે એટલી ઊણી રે,
હશે રસની એવી કૈં રીત રે જગથી જૂની રે.

## સરિત્સુન્દરી

(હું તો ઇશ્વર પૂજવાને નીસરી રે લોલ—એ ઢાળ.)

હું તો ડુંગર દાદાકેરી દીકરી રે લોલ.
શીળે સ્વભાવ સરિતસુન્દરી રે લોલ;

હું તો માતપિતાને પગે પડી રે લાલ,
વ્હાલાને પન્થ પળી એકલી રે લોલ,

વાંકી-ચુકી એ વાટડી વટાવતી રે લોલ,
વચમાં અનેક ઠેસ વાગતી રે લોલ;

પડે પ્રીતમનો પન્થ નહિ પૂછવો રે લોલ,
કેડો એ નેહનો નથી નવો રે લોલ.

મળે વગડા વેરાન કૈંક વાટમાં રે લોલ,
ગાઢા નિકુંજ ઘણા ઘાટમાં રે લોલ;
મને રે'વી તો રાત ક્યાંય ન ગમે રે લોલ;
સૂરજ ને સોમ ભલે આથમે રે લોલ.

મારા ઉરમાં અખંડ એક દીવડો રે લોલ,
ઝગે એ પ્રેમભર્યો જીવડો રે લોલ;
મને ભીતિ જરાય નહિ ભૂતની રે લોલ,
રાખડી બાંધેલ પુણ્ય પ્રીતની રે લોલ.

મને લૂંટારા લોક કૈંક લૂંટતા રે લોલ,
જીવનને જોર કરી ઝુંટતા રે લોલ;
તોય મોળી પડે નહિ મુસાફરી રે લોલ,
આશાની વાટ હોય આકરી રે લોલ.

એ તો પ્રેમીના પ્રેમતણાં પારખાં રે લોલ;
વિધિએ લલાટમાં હશે લખ્યાં રે લોલ;
કોઇ કહેજોઃ "વિજોગણી! પાછાં વળો રે લોલ,
"વ્હાલાનો દેશ ઘણો વેગળો રે લોલ.

"ખોળ કરતાં આયુષ્ય બધું ખૂટશે રે લોલ,
"મનના તરંગ છેક તૂટશે રે લોલ;"
એવું કહેતાં યે લોક નથી લાજતા રે લોલ,
ભુંડાં શું ભાવભૂલ ભાગતા રે લોલ!

વળે પાછાં તો વ્યોમનાં વિહંગડા રે લોલ,
કંપીને ભાગશે કુરંગડાં રે લોલ!

વળે માયાનાં બાળ ભોળાં માનવી રે લોલ,
　　એની શી શીખ ઉરે આણવી રે લોલ ?

રવિરથડા તે વાટ જતા નહિ મળે રે લોલ,
　　ચન્દ્રાની ચાલ કદી નહિ ચળે રે લોલ;
એવો વ્હાલપનો વેગ પાછો નહિ વળે રે લોલ,
　　માગ્યું મળે કે ભલે ના મળે રે લોલ.

કોઈ કહેશેઃ "એ ખારભર્યો ખીજતો રે લોલ,
　　"ઊંડા ને અંતરે અધુકડા રે લોલ;"
જુઠા જગની તે જુઠ લવે જીભડી રે લોલ,
　　એની ન આંખ હજી ઉઘડી રે લોલ.

ખારા–મીઠાનો ભેદ એને ખુંચતો રે લોલ,
　　સ્વારથમાં સાર નથી સૂઝતો રે લોલ;
એને ઊંડા અંદેશભર્યા અંતરે રે લોલ,
　　કુડી એ કલ્પના કર્યા કરે રે લોલ.

એવો જગનો ખારો તે મારે મીઠડા રે લોલ,
　　કપટી જાણે શું એના કોયડા રે લોલ;
ઘેલી દુનિયા તો દોષ રહી દેખતી રે લોલ;
　　ઉરના એ રંગને ઉવેખતી રે લોલ.

ભોળા હૈયાને એ હશે ભમાવતી રે લોલ,
　　બ્હેમીના વ્હાલ હશે વિંખતી રે લોલ;
મારું હૈયું હજીય મારા હાથમાં રે લોલ,
　　રહેતાં એ સ્વારથીના સાથમાં રે લોલ.

એવું સુણવા હું લેશ નથી ઊભતી રે લોલ,
થાકી ક્યારેય નથી થંભતી રે લોલ,
( જશે થાકી તો સેવકો શરીરના રે લોલ,
એવાં તો રોદણાં અધીરનાં રે લોલ. )

પણે ઊભો પ્રાણેશ રહ્યા રાજતો રે લોલ,
ઘેરાં શાં ગાન વડે ગાજતો રે લોલ;
આવે સામો અચુક અલબેલડો રે લોલ,
વ્હાલો જણાય વ્હાલઘેલડો રે લોલ.

હું તો થંભી લગીર ગઇ લાજથી રે લોલ,
વ્હાલે વધાવી મને વ્હાલથી રે લોલ;
પડ્યા હૈયે પ્રકાશ હેત-હાસના રે લોલ,
એવા આનન્દ રૂડા રાસના રે લોલ.

## પોયણી

( બીલી બીલીનો રંગ લાગે રૂડો હો ! રાધિકા રંગબીલી
—એ ઢાળ. )

ભર્યાં નીરે સરોવર ન્હાતી રે, પોયણી પ્રેમભીની,
એના હૈયામાં હિંચકા ખાતી રે, પોયણી પ્રેમભીની;
એની શીળી શી લ્હેર કંઇ લેતી રે, પોયણી પ્રેમભીની,
એના ભુવને સુગન્ધ ભરી દેતી રે, પોયણી પ્રેમભીની.

રવિસંગે રહે તોય રાચી રે, પોયણી પ્રેમભીની,
એને નિરખીને નેણ-નેણ નાચી રે, પોયણી પ્રેમભીની;

મીટ સંગે મધુરી મીટ માંડી રે, પોયણી પ્રેમભીની,
ભર્યા ભવના પ્રસંગ છેક છાંડી રે, પોયણી પ્રેમભીની.

એનું હૈયામાં હાસ્ય એક ઝીલી રે, પોયણી પ્રેમભીની,
રહી ખીલી શી રંગમાં રસીલી રે, પોયણી પ્રેમભીની;
એની ચાલ્યે અચુક ચિત્ત ચાલે રે, પોયણી પ્રેમભીની,
એના ઉરમાં ભરેલ ભાગ્ય ભાળે રે, પોયણી પ્રેમભીની.

એના કરને વધાવી રહી કોડે રે, પોયણી પ્રેમભીની,
જીવ બાંધ્યો જરૂર જીવ જોડે રે, પોયણી પ્રેમભીની;
દીસે છેટી, જરી ન તોય છેટી રે, પોયણી પ્રેમભીની,
ભરી ઉરમાં શા ભાવ રહી ભેટી રે, પોયણી પ્રેમભીની?

ભલે આડા કદીક મેઘ આવે રે, પોયણી પ્રેમભીની,
ભલે વાયુ હઠેભર્યો હઠાવે રે, પોયણી પ્રેમભીની
તો ય ક્યારે ન આંચ ઉની આવી રે, પોયણી પ્રેમભીની,
લગની લાગી તે રોમ–રોમ લાગી રે, પોયણી પ્રેમભીની.

ભલે જગને પ્રચંડ તાપ લાગે રે, પોયણી પ્રેમભીની,
ભલે ભીતિથી આમ તેમ ભાગે રે, પોયણી પ્રેમભીની;
તારે હૈયે તો હિમ તણી હેલી રે, પોયણી પ્રેમભીની,
રહ્યો ઊંચો ઉમંગ હૃદય રેલી રે, પોયણી પ્રેમભીની.

ભલે સોળે કળાએ શશી શોભે રે, પોયણી પ્રેમભીની
કુમુદહૈયું ભરાય ભલે લોભે રે, પોયણી પ્રેમભીની,
તે તો જોવા ક્યારેય નથી જાગી રે, પોયણી પ્રેમભીની,
સજે સ્વામીનાં સોણલાં સુહાગી રે, પોયણી પ્રેમભીની

દિલ દીધું તેને જ એક દીધું રે, પોયણી પ્રેમભીની,
એક ઉર તે બને ન કદી બીજું રે, પોયણી પ્રેમભીની;
રહો એવો અખંડ સ્નેહ ઊંડો રે, પોયણી પ્રેમભીની,
ચડો અમને એ અંગ હૃદય રૂડો રે, પોયણી પ્રેમભીની

## ભવસાગર

( ચાલો જોવાને જઈએ એ-ઢાળ )

જો ! જો ! સખિ ! પેલો સાગર ગાજે,
રંગતરંગ શા રાજે રે !
ભવસાગર ગાજે.

ગાન મધુર રહે કંઈ ગાતો,
કૈંક વદે ઝીણી વાતો રે; ભવસાગર૦

એ સમજે ઉર કોઈ સુહાગી,
જે રસનાં અનુરાગી રે; ભવસાગર૦

માંહિ ભર્યાં મોંઘા મૂલનાં મોતી,
ગુણિયલ લે જન ગોતી રે; ભવસાગર૦

ઊભા ખડક એના ઉરમાં અલિ !
નાવિક રહે છે નિહાળી રે; ભવસાગર૦

સામે તીરે પ્રભુધામ પનોતાં,
જગતની વાટડી જોતાં રે, ભવસાગર૦

કૈંક તરે, વળી કૈંક તરેલાં,
　　દેવને દેશ વસેલાં રે; ભવસાગર૦

ભારભર્યાં બહુ ડુબતાં દીઠાં,
　　જે મનમાં નહિ મીઠાં રે; ભવસાગર૦

ચાલો સખિ ! એમાં સંગ ઉતરીએ,
　　તીરને પામવા તરીએ રે; ભવસાગર૦

હેત તણી રચીએ રૂડી હોડી,
　　જાય તરી દોડી-દોડી રે; ભવસાગર૦

## અમાસ

(લાવો હરિ ! મારો હારલો, પ્હેરી મંદિર જાશું—એ ઢાળ.)

સૂની દિશા સખી શામળી, સૂના આભ ઉંચેરા,
સૂને ઉરે રજની રડે મુખ ઘુંઘટ ઘેરા;
પ્રીતમજી પરદેશમાં એને હોય શાં હસવાં ?
વેળા ભુંડી વિરહે ભરી તો ય વેઠીને વસવાં.

કાળની કાળપ કાળજે, ઓઢી કામળી કાળી,
એકલડી અલબેલડી ઝૂરે બ્હાવરી બાળી;
ઊંચી વેતી આકળી પિયુને નવ પેખે,
વ્હાલપનો વરસાદ એ દિલડે નહિ દેખે.

તરવરતા નભ તારલા હસે હૈયું હસાવા,
મુખડું જરી મલકાવતી એનાં હૃદય રીઝાવા;

અંતરની પણ આપદા એ તો એવી ને એવી,
વીતકની ઉરવાતડી કોની આગળ કહેવી ?

ડોલે ઘણા ઘરદીવડા સુખસોણલાં જેવાં
ઊગી-ઊગી જતા આથમી દુઃખ આખર દેવાઃ
શોકમાં શોક વધારતી ઘર વાદળી ઘેરી,
એક જતાં જગ સામટું વસતું બની વેરી.

વાતણા પણ વિંજણા નહિ તાપ નિવારે,
વ્યોમનદી કેરાં વારિ એ ઘડીએ નહિ ઠારે
ક્યાંય ઉજાસ ન આભમાં જીવડો ક્યમ જંપે ?
ભાનુ તણા ભણકારથી કુણાં કાળજાં કંપે.

## વાદળી

( શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે—એ ઢાળ. )

ઉંચા આભને અંકે રે, વસુ હું તો વાદળડી,
કૈંક ભાવથી ભીની રે ઝીણી મારી જાતલડી;
મારો કન્થ કોડીલો રે મનોહર મેહુલિયો,
રસગાનને ગાતો રે નેહે ભર્યો નાવલિયો.

ઉર એક અમારાં રે, ન્યારા તન તેમ નહિ,
એમાં હું ને એ મુજમાં રે એવી રસરીત રહી;
મારૂં પિયર પનોતું રે સોહે સખિ ! સાગરમાં,
એનાં નીર નવેલાં રે ભર્યાં મુજ અંતરમાં.

ભલે ખારભરેલાં રે કોડે હું તો પાન કરું,
પણ વિશ્વની પાસે રે ભલા કરી ભેટ ધરું;
ભર્યાં ભાગ્યના ભેદો રે ભુંડા-ભલા ભોગવવા,
પણ જગત ન જાણે રે છાના ઉર સંઘરવા.

ઊંડી અંતર પીડા રે કહેવા નહિ કોઈ કને,
એવી નારીની નીતિ રે ગમે મનમાંય મને;
વીતી વાત વિસારી રે સદા હરખે હસવું,
એવું દોહ્યલું ઊંચે રે વિમાન ચડી વસવું.

કદી સ્વામીની સાથે રે હિંડોળામાં હિંચકતી,
કદી સહિયર સંગે રે રૂડા રહું રાસ રચી;
તાપ તરણિનો તીખો રે સુખે શિર સાંખી રહું,
પણ પ્રાણીને કાજે રે સુહાગણ છાંય દઉં.

કદી ચાલતી ચંદા રે આવી મુજ ગોદ વસે,
ઘડી-બેઘડી બેસી રે જતાં નવાં હેતે હસે;
ઉરમાંહી આળોટી રે તારાગણ થાક ત્યજે,
જનની ઉર જેવો રે મીઠો મુજ ભાવ ભજે.

એવાં કંક અમૂલાં રે રહું હું તો કાજ કરી,
પણ જગતને જોતી રે પળે નહિ આંખ પરી;
દવ ડુંગરે લાગે રે ઝૂરી-ઝૂરી ઝાડ મરે,
કંઈ નદીઓ ને નાળાં રે ખાલી થઇ ખેદ કરે.

એની આપદ હરવા રે ઉતાવળી થાઉં અતિ,
જઈ પ્રેમથી પૂછું રે પોઢે જહાં પ્રાણપતિ;

એની સંમતિ સાધી રે શીળી-શીળી ધાર સજ્યું,
જગકારણ જોને રે હસી-હસી પ્રાણ ત્યજ્યું.

મરું તોય ન મૂકું રે સ્વભાવનો સ્નેહ કદી,
ફૂલડાં સમ ફોરાં રે ઝીણાં દઇ જાળવતી;
એવાં પુણ્યથી પામું રે ફરી સુરધામ સખિ!
એજ જોડ અમારી રે હમેશ રહે હરખી.

## ઝેર

( પૂજું ગણપતિના પાય ( ૨ )
પૂજું અંબિકાની પાવડી રે લોલ—એ ઢાળ )

હું તો આંગણિયે આજ ( ૨ )
ફૂલ વેલીનાં વીણતી રે લોલ,

એની શીળી સુવાસ ( ૨ )
હૃદય રીઝીને ઝીલતી રે લોલ.

ડસ્યો કાળુડો નાગ ( ૨ )
એક આવીને આકરો રે લોલ;

આવે અન્ધારી આંખ ( ૨ )
જવા ઉડે શો જીવડો રે લોલ ?

કરે સાસુ કલ્પાન્ત ( ૨ )
જોઈ જેઠાણી ઝૂરતાં રે લોલ;

રૂએ દેરાણી રાંક (૨)
ઉનાં આંસુડાં લૂછતાં રે લોલ.

કરે કૈં કૈં ઉપાય (૨)
જેઠ ઉરની ઉતાવળે રે લોલ;

હુઠે જરીએ ના ઝેર (૨)
એ ઉંડેરૂં ઉતરે રે લોલ.

આવ્યો જોગી ત્યાં એક (૨)
દેવ જેવો દેખાવડો રે લોલ;

છાંટયાં નેણામાં નીર (૨)
એક ટહૂકો કશો કર્યો રે લોલ.

ગયાં ઝડપેથી ઝેર (૨)
હું તો ઝબકીને જાગી ગઈ રે લોલ;

એના ઊંડા કૈં ભેદ (૨)
પાય પડતી પૂછી રહી રે લોલ.

" આવ્યા કયાંથી અવધુત ? (૨)
"જટા આ શી શિરે ધરી રે લોલ ?

"આવી જાદુની જાણ (૨)
"હાથ કયાંથી કહો કરી રે લોલ ?

"ઘેલી ઘેલી હો નાર ! (૨)
"ગઈ ભૂલી શું ભીંતડી રે લોલ ?

"દીધાં દાદાએ દાન (૨)
"પેલા માંડવની પ્રીતડી રે લોલ?

"હથેવાળાનાં હેત (૨)
"ચાર મંગળ ચોરીતણા રે લોલ?

" ભાવભીનાં એ ભેખ (૨)
'એ જ કામણ કોડામણા રે લોલ?'

અહો ! દ્વેષીલા ડંખ (૨)
હશે આવા અજુગતા રે લોલ?

જગતજુનાં એ ઝેર (૨)
ભાન આવું ભૂલાવતાં રે લોલ?

## મહિયર

( પારસપીપળા હેઠ જોગીડો રમે જુગટે રે માણારાજ—એ ઢાળ. )

મીઠડી મહિયરમાણ્ય
સદા મને સાંભરે રે, માણારાજ !

હીબકે હૈયું ભરાય,
આંખડીએ આંસુ ઝરે રે, માણારાજ !

મીઠડો દાદાનો દેશ
શીળો સોહામણો રે, માણારાજ !

શીળાં નદી કેરાં નીર,
શીળાં શાં સરોવરો રે, માણુરાજ !

આંબલિયો એ ઉદાર
રસેભર્યો રાજતો રે, માણુરાજ !

અંતરનો એ આરામ
ગગનમહિં ગાજતો રે, માણુરાજ !

ડાળિયે દેવના વાસ,
પ્રીતિ ઝરે પાંદડે રે, માણુરાજ !

સુરભિએ આભ સિંચાય,
સુધા એને છાંયડે રે, માણુરાજ !

ત્યાં રમતા અમે રાસ
સાહેલીના સંગમાં રે, માણુરાજ !

ખેલતાં બાલુડાં ખેલ
અનેરા ઉમંગમાં રે, માણુરાજ !

ત્યાં નહિ તરણિના તાપ,
વાયુના વંટોળિયા રે, માણુરાજ !

ત્યાં નહિ મેઘના માર,
રજે નહિ રોળિયાં રે, માણુરાજ !

વેરભર્યા વિખવાદ
કાને કદી નવ પડે રે, માણુરાજ !

ને ભયના ભણકાર
નહિ ઉરને અડે રે, માણુરાજ !

આવી પડે ફળ અંક
માગ્યા વિના મીઠડાં રે, માણુરાજ !

દોહ્યલા દુનિયાના ડંખ
તહિ જરી દીઠડા રે, માણુરાજ !

એ સુખનાં અણમોલ
શમી ગયાં સોણલાં રે, માણુરાજ !

પાંપણને પલકાર
જતાં રહ્યાં જોણલાં રે, માણુરાજ !

જોઈ—ન જોઈ જરાક
ઉષા ગઈ આથમી રે, માણુરાજ !

એ અધુરા ઉછરંગ
રહ્યા હૃદયે રમી રે, માણુરાજ !



# શબ્દકોષ

અગોચર—અજાણી
અચળા—ચળે નહિ એવી
અનન્ત—અપાર
અનિલ—પવન
અનુદિત—નહિ બોલાયેલું
અનુરાગ—પ્રીતિ
અપસરણ—ખસવું
અભિલાખ—ઇચ્છા
અભેદ—એકતા
અમરગંગા—આકાશગંગા
અમરસુંદરી—દેવાંગના
અમિત—અમાપ
અવધાન—સાવધતા, મનોયોગ
અવરોહ—સંગીતમાં સ્વરને ઉતારવો તે
આઘાત—ઘા
આછું—સ્વચ્છ, ચોકખું
આથ—અર્થ, ધન
આદિત્ય—સૂર્ય
આદેશ—આજ્ઞા
આમોદ—સુગન્ધ
આરોહ—સંગીતના સ્વરને ચ્હડાવવો તે
આભૂષણ—ઘરેણાં
આશા—દિશા
આહ્લાદ—આનંદ

ઉડ્ડયન—ઉડવું
ઉવેખતી—અવગણતી
ઉષા—પ્રભાત
અંક—ખોળો
અંગ—અવયવ
અંજલિ—ખોબો
અંતર—મન
અંદેશ—વ્હેમ
અંબર—આકાશ

કકુભ્—દિશા
કર—કિરણ, હાથ
કરતલ—હથેલી
કુમુદ—કુમુદિની
કુરંગડાં—હરણાં
કુસુમ—ફૂલ
કુળમંડપ—ફુલ રૂપ માંડવો

કોકિલા—કોયલ
કોષ—ભંડાર
કૌમારવ્રત—કુમારિકાવ્રત

ગુંજતી—ગણુગણુતી
ગુંજન—ગણુગણાટ
ગોઠડી—વાત
ગોદ—ખોળો
ગોરાંદે—સ્ત્રી
ગોંદરો—પાધર

ઘન—મેઘ

જનની—મા
જાઈ—દીકરી
જાયો—દીકરો
જીવન—વાણી, જિંદગી

તરણિ—સૂર્ય
તરલિત—ધ્રૂજતું
તરંગ લહેર, મોજાં
તાલ—તાળી
તીર—કાંઠો

દાદુર—દેડકો
દામ્પત્ય—દંપતીભાવ
દગ—આંખ
દેવતરુ—સ્વર્ગનાં ઝાડ
દંપતી—પતિ—પત્ની

ધણ—સીમન્તિની, ગાયોનું ટોળું.
ધોરી—બળદ

નાવિક—વહાણ ચલાવનાર
નિકુંજ—લતામંડપ
નાવલિયો—પતિ

પથ—માર્ગ
પદરવ—પગલાંનો અવાજ
પરિયાણ—પ્રયાણ
પરી—છેટી
પાન—પીવું તે
પાવન—પવિત્ર
પીયૂષ—અમૃત
પંચમ—કોયલનો સૂર
પંથી—મુસાફર
પ્રમદ—આનંદ
પ્રાણેશ—પતિ
ભવ—સંસાર
ભવન—ઘર
ભાનુ—સૂર્ય
ભીતિ—બીક
ભીરુ—બીકણ
ભુવન—જગત
ભંગ—તરંગ
મધુ—મધ
મધુમંડપ—વસંતમંડપ
મહિયર—પિયર
મહેરામણ—સમુદ્ર
માજણી—બ્હેન
માતૃગુંજન—માના હૃદયનો અવાજ
માણ્ય—માણવું
મીન—માછલું
રજની—રાત
રણવાસ—અંતઃપુર, જનાનખાનું
રમણ—પતિ
રમણી—પત્ની

રમા—લક્ષ્મી
રવિ—સૂર્ય
રુંધન—રુંધવું
રેણુ—ધૂળ
રોદન—રુદન

લાલિમા—રતાશ
લોચન—આંખ

વસુમતી—પૃથ્વી
વાજ—પાંખ ઝડપ
વામા—સ્ત્રી
વાયસ—કાગડો
વાહિની—નદી
વિધિ—વિધાતા
વિભુ—પ્રભુ
વિવશ—પરવશ
વિહંગ—પંખી
વિહંગડાં—પંખીડાં
વૃન્દ—સમૂહ
વ્યોમ—આકાશ
વ્યોમનદી—આકાશગંગા

શયિત—સૂતેલું
શશાંક—ચંદ્ર
શારદ—શરદ્ ઋતુનું
શિલા—પથ્થર
શીત—ઠંડું
શેવા—લલીલ

શ્રમશીકર—પરસેવો
શ્રવણ—સાંભળવું

સદન—ઘર
સમર્પિયે—આપીએ
સમોવડ—સમોવડિયાં
સરસી—તળાવ
સરિત—નદી
સરિત્સુન્દરી—નદી રૂપ સ્ત્રી
સલિલ—પાણી
સાયર—સમુદ્ર
સારિકા—મેના
સિન્ધુ—સમુદ્ર
સુધા—અમૃત
સુમન—ફૂલ
સુરધામ, સુરપુર —સ્વર્ગ
સુરભિ—ગન્ધ, ગાય
સુરસુન્દરી—દેવાંગના
સૌરભ—સુગન્ધ
સંચાર—ગમન
સંભ્રમ—હર્ષની ઉતાવળ
સંમતિ—અનુમતિ
સંવ્યગ્ર—અતિ વ્યગ્ર
સ્નાતિ—ન્હાતી

હાસ—હાસ્ય
હિમ—બરફ, ઠંડક
હેમંત—શીતકાળ

## રસોઈનું રસાયણ

ભાતભાતનાં ભાવતાં ભોજનો બનાવતાં શીખવતું, ખાદ્ય પદાર્થોના ગુણદોષો, આરોગ્ય અને આહાર, સુવાવડ, બાળઉછેર, ઘરગથ્થુ વૈદક વગેરે અનેક જાતની ઉપયોગી માહિતીથી ભરપૂર ૪૦૦ થી વધુ પાનાંનું આ પુસ્તક લગ્ન પ્રસંગે નવપરિણીતાને ભેટ આપો.

રૂ. ૪-૦-૦



## સ્ત્રીનો શણગાર

લેખિકા બહેને જાત અનુભવથી લખેલું
પુષ્કળ આકૃતિઓ સાથેનું પારસી
ફેશનનું શીવવા વેતરવાનું
સરળ પુસ્તક

રૂ ૧-૮-૦



## સતી સમાજ

સીતા સમી ભારતની અનેક સન્નારીઓની
પ્રેરક જીવનગાથાઓ
૧૪૦ ચરિત્રો : ૩૨૦ પાના રૂ. ૨-૦-૦



ત્રિપાઠી બુકસેલર્સ : મુંબઈ

## સ્વ. કવિશ્રીના

અન્ય કાવ્ય-સંગ્રહો

**કલ્લોલિની**

ત્રીજી આવૃત્તિ

૫૬ કાવ્યો : ૧૮૪ પાના

શબ્દકોશ સાથે

રૂ ૦ ૧૨-૦

**શૈવલિની**

બીજી આવૃત્તિ

સ્વ. ન. ભો. દિવેટિયાના

૬૬ પાનના ઉપોદ્ઘાત સાથે

૭૪ પાના

રૂ ૧ ૦-૦

  

## 'સુંદર સાહિત્ય'નાં પ્રકાશનો

સંપાદક :

જમુભાઈ ત્યાગી

ગોમાભાઈ પટેલ



**ચાંદરણાં**

**કિલકિલાટ**

**સંગીત મંજરી ૧-૨**

**વિજ્ઞાન પાઠાવલી**

**મહાસભાના પ્રમુખો**

**પતંગીયાં** : છપાશે : **સુંદર બાલવાર્તા**

ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઈ